॥ ॐ श्रीं ॥

# श्री सदुपदेशश्रेणी.

## ( ३१ मो सदुपदेश. )

## आरुणउपनिषद्नो अनुवाद.

“ ક્યાંથી બન્યાં આ ભુવનો રુપાળાં,
શાથી રહ્યા વિશ્વ જ દેવ તેમાં,
ઇન્દ્રે શી રીતે વસવસાટ કીધો— ”
આ પ્રશ્નના મર્મ જનો ઉકેલો. ૧

પત્ની તથા યજ્ઞની વેદિ સાંખી,
અપત્યસાથે ગૃહમેધ શોધ્યો,
આદિત્યનો આ ઉપકાર જાણો,
ઇન્દ્રે પ્રવેશી રસયોગ સાધ્યો. ૨

વાયુતણા અદ્ભુત વેગથી આ,
કર્માશયોનાં કણુબિંદુ જામ્યાં,
ઇન્દ્રે ભીંજાવ્યાં રસરેલ રેડી,
સૂર્યે તપાવ્યાં મુખ કાઢવાને. ૩

તેવાં કણોના સહુયોગથી આ,
ઢીપી રહ્યાં આ તનુઓ અમારાં,

આદિ ઘડી ત્યાં સુખની જણાય,
છેલ્લી ઘડી દુઃખતણી મનાય. ૪

(પણ) સ્વાયત્ત છે જ્યાં પુરી આ ગૃહીને,
ત્યાં આદિને અંત સમાન ભાસે,
કાં જે સદા સંતત ભાવ જાણે,
જેવા સહસ્રાંશુ પ્રભુ પ્રકાશે. ૫

સ્વયંભુનાં આ કિરણો રસીલાં,
કણો બની દેહરૂપે વિરાજ્યાં,
તે મૂલરૂપે પ્રસરાવી જાલ,
વિજ્ઞાનભાવે બહુ રૂપ ધરે. ૬

સૂર્યેન્દુના આ રસયોગ જાણો,
ઊંઘો નહિ સત્વર સ્ફુર્તિ લાવો,
કાં જે તમો ભારતવાસી પુત્રો,
અગ્નિ યજી સોમ પીવા ધસો છો. ૭

આ યોગથી નૂતનભાવ સાધી,
અજય્ય ને રમ્યપુરી બનાવો,
દેવો સદા જ્યાં તલપે જવાને,
એવા ગઢો આઠ જ ત્યાં જમાવો. ૮

દ્વારો નવેથી નિરખી તમારા,
અધ્યાત્મ રંગો પ્રસરેલ જોજો,
કેન્દ્રે સદા સ્વર્ગ જ લોકો દેખો.
જ્યાં છે સદા જ્યોતિતણો જ કોશ. ૯

જેને જનો મૃત્યુપુરી ગણે છે,
તેને સદા બ્રહ્મપુરી બનાવો;
આ પદ્ધતિ ગોચર જે ઋષિને,
તેને હૃદે વેદરહસ્ય શોભે. ૧૦

દીર્ઘાયુ કીર્તિ વિલસી રહે છે,
અપત્ય ધારા પ્રસરી રહે છે;
જાજ્વલ્યમાના હરિણીસમાન,
યશસ્વતી બ્રહ્મપુરી જણાય. ૧૧.

જ્યાં ષોડશી ચંદ્રકલા વિરાજે,
જ્યાં ઈશ શોભે અતિ શુભ્ર રૂપે;
ગ્રંથિત્રયી ભેદ સધાવી તેમાં,
દેવાસુરોનાં સ્વરૂપો જણાવે. ૧૨

કિશોરી દેવી મધુગાન સેવી,
પ્રૌઢા બની ઈશ્વરલીન થાતી;
લયાગ્નિના તાપથી સર્વ કર્મો,
વિભૂતિરૂપે જગને જણાતાં. ૧૩

રજ:કણો તે વિખરાઇ જાતાં,
ચિદંશુ યોગે ઘનભૂત થાતાં;
રહસ્યભાવો સમજ્યા વિના જે,
ઉપાસના સાધનમાં મથે છે, ૧૪

અભાનના ગાઢ પટાન્તરોથી,
ભવાટવીમાં અટવાઇ રહે છે.
ઇન્દ્રાગ્નિનાં આ અગણિત કાર્યો,
પ્રકાશ પામ્યાં મુનિ પ્રશ્નિને છે. ૧૫



## રહસ્યસ્ફોટ.



પિંડ અને બ્રહ્માંડના ભુવનો શી રીતે જન્મ પામે છે, અને તેનો વિકાસ કેવા ક્રમથી થાય છે તેનું રહસ્ય જણાવનાર પૃશ્નિ મુનિને પ્રકાશિત થયેલું એક "આરુણ ઉપનિષદ્" છે, અને તે તૈત્તિરીય આરણ્યકમાં આવેલું છે. આ ઉપનિષદ્ ઘણા ગૂઢ અર્થથી ભરેલું હોવાથી, અને સંન્યાસીઓને ઘણે ભાગે ઉપયોગવિનાનું હોવાથી ઉપનિષદ્ સમુચ્ચયમાં દાખલ કરવામાં આવ્યું જણાતું નથી; પરંતુ ઉપાસકવર્ગમાં અને મુખ્યત્વે કરી ગૃહમેધી તાન્ત્રિકોમાં તે ઉપનિષદ્ પ્રસિદ્ધ છે. આ ઉપનિષદ્‌નો મર્મ આ કાવ્યમાં ભાગી તુટી વાણીમાં પ્રકટ કરવા યત્ન કર્યો છે.

આરણ્યક ગ્રંથના મુખ્યાધિકારી વનીઓ છે, અને તેમાં પણ પત્નીસહિત અગ્નિનું યજન કરવાનું જે આશ્રમમાં વિધાન છે તેવા ગૃહસ્થાશ્રમી દંપતીઓ અગ્નિઉપાસનાના વિશિષ્ટાધિકારી છે. આવા દંપતીઓ—પછી તે ગૃહસ્થાશ્રમમાં હોય કે વાનપ્રસ્થાશ્રમમાં હોય,—બાહ્ય અગ્નિનું ચયન કરે છે અને તે ચયન કરવામાં આવેલા અગ્નિરૂપ પ્રતીકમાં આંતર અગ્નિનું આધાન કરી ઉપાસના સાધે છે. આવા ઘણા પ્રકારના અગ્નિના ચયનો આરણ્યકમાં વર્ણવ્યાં છે જેવાં કે નાચિકેત અગ્નિચયન, સાવિત્ર અગ્નિચયન. આ ઉપનિષદ્ આરુણકેતુક અગ્નિચયનને લગતું છે. આ અગ્નિને આરુણકેતુક નામ બે કારણથી આપવામાં આવે છે. (૧) અરુણ અને કેતુ નામના ઋષિઓથી તે અગ્નિ યજાયેલો હોવાથી આરુણકેતુક નામનો અગ્નિ કહેવાય છે. (૨) વળી અરુણ છે કેતુ અર્થાત્ નિશાન જેનું એવો સૂર્યાગ્નિ અથવા વૈદ્યુતાગ્નિ આરુણકેતુક અગ્નિ ગણાય છે. અગ્નિરૂપ દેવતત્ત્વ જે જે સ્થાનમાં અભિવ્યક્ત થાય છે તે તે સ્થાનઉપરથી ભિન્ન નામ ધારણ કરે છે. પાતાલમાં રહેલા અગ્નિને કાલાગ્નિ કહે છે; પૃથ્વીમાં રહેલા અગ્નિને પાર્થિવાગ્નિ કહે છે; જલમાં રહેલા અગ્નિને વાડવાગ્નિ કહે છે, મધ્ય લોકમાં રહેલા અગ્નિને વૈદ્યુતાગ્નિ કહે છે, અને સ્વર્લોકમાં રહેલા અગ્નિને સૂર્યાગ્નિ કહે છે. આ પ્રકારના પાંચ અગ્નિપૈકી ગમે તે બાહ્ય અગ્નિને

પ્રતીકરૂપે લઈ તેનુ ગુરુદ્વારા આંતરહૃદયાદિ સ્થાનમાં આધાન કરી ઉપાસના કરવાની પદ્ધતિ હોય છે. તેમાં આરુણકેતુક અગ્નિ બાહ્ય ચયન પૃથ્વીમાંથી કોઇ વલ્મીક અથવા રાફડાની પોચી માટી લઇ ખાડો ખોદી વેદિ બનાવી તેમાં જલભરી કમલપત્રનું આધાન કરી તે ઉપર ૭૨૦ ઇષ્ટકા જલતત્ત્વની કલ્પી ગોઠવી અને તેમાં સુર્યાગ્નિનું આવાહન કરી તે ઉપર કમલનાં પત્રોનું આચ્છાદન કરી આંતર ઉપાસના દંપતીઓએ સાધવાની હોય છે. સુર્યાગ્નિ મધ્ય લોકમાં પ્રવેશ પામી પર્જન્યમાં વિદ્યુદ્‌ ભાવે પ્રવિષ્ટ થઇ જલસહિત પૃથ્વીમાં પ્રસરે છે. અને તેનું પ્રસરણ એક વર્ષમાં ૭૨૦ અહોરાત્રદ્વારા થાય છે અને તેથી વેદિની ઇષ્ટકા ૭૨૦ કલ્પવામાં આવી છે. કમલને સૂર્યાગ્નિ ખીલાવે છે, અને પ્રજ્વાત્મિકા શક્તિનું કમલ બાહ્ય ચિહ્ન છે. તેથી કમલદલ કમલનાલ કમલકર્ણિકા ઇત્યાદિ કમલના સઘળા અવયવાનો ઉપયોગ આ બાહ્ય અગ્નિચયનમાં થાય છે. આ આરુણકેતુક અગ્નિનું આધાન કર્યા પછી તેનું અંતરાધાન કરી ઉપાસના સિદ્ધ થતાં જે રહસ્ય ઉપાસકને ગોચર થાય છે તેનો ઉલ્લેખ આ ઉપનિષદ્‌માં છે.

જેવો સૂર્યાગ્નિ આરુણકેતુક બ્રહ્માંડમાં છે તેવો પિંડાંડમાં "રક્તકેતુ" નામના તત્ત્વમાં રહે છે. આ તત્ત્વનો સ્ફોટ ઉપનિષદ્‌માં ગુરુગમ્ય રાખ્યો છે, અને તેથી તેને વ્યક્ત કરવાનું સાહસ આ અનુવાદકાર વહોરવા માગતો નથી.

પ્રથમ શ્લોકમાં પિંડ અને બ્રહ્માંડનાં ભુવનો કલા અને તત્ત્વરૂપ માર્ગને ઓળંગી શી રીતે બનવા પામ્યા અને તેમાં વિશ્વેદેવા અર્થાત્‌ તેત્રીસ કોટિ અથવા તેત્રીસ વર્ગના દેવો શી રીતે પ્રવેશ પામ્યા અને ઇન્દ્ર અર્થાત્‌ અંતર્યામી પરમેશ્વર તેમાં અધિષ્ઠાતા શી રીતે બન્યા—એ પ્રશ્નબીજ છે. આ વિશ્વને ઉત્પન્ન કરી પરમાત્મા જેવા ને તેવા અવિકારભાવે તેમાં પ્રવેશ પામી રહ્યા છે—એ સઘળા ઉપનિષદોનો આઘોષ છે, અને તેનો આ પ્રશ્નબીજમાં અનુવાદ છે. જે પિંડમાં રહ્યા તે જીવ કહેવાયા જે બ્રહ્માંડમાં રહ્યા તે ઇશ કહેવાયા, પરંતુ ચિદાત્મારૂપે એક જ તત્ત્વ આ ભુવનોમાં વિલસી રહ્યું છે તે સૂચવવા પ્રશ્નનું ઉત્થાન છે.

બાકીના શ્લોકોમાં આ પ્રશ્નોના ઉત્તર ગુથ્યાં છે બીજા, ત્રીજા અને ચોથા શ્લોકમાં પુરુષ-પ્રકૃતિનો-શિવશકિતનો-અથવા આદ્ય જાયાપતીનો યોગ ગૃહમેધરૂપે વર્ણવ્યો છે, અને તેના ફલરૂપે પ્રજાનો ઉદ્‌ભવ જણાવ્યો છે. આ ગૃહમેધમાં ભગવાન્ સૂર્ય પ્રસવિતા અથવા ઉપકારક થાય છે, કેમકે તેના તેજોમયત્વવડે અકરણ તત્ત્વો સકરણ ભાવને પામી ખનિજ ભુવનને, વનસ્પતિ ભુવન અથવા મંડળને, પ્રાણીભુવનને, દેવભુવનને, તથા ઈશભુવનને ઘડે છે. અંતર્યામી ઈશ્વર અથવા ઇન્દ્ર તે અચેતન જણાતાં અણુઓમાં (કલામાં) ચિદ્રસ રેડી તેને ઘટક તત્ત્વરૂપ બનાવે છે; હિરણ્યગર્ભ-સૂત્રાત્મા વાયુ તે તત્ત્વમાંથી ભુવન રચનાર ઘટકાવયવ અણુઓને (Cells) ભેગાં કરે છે અને પ્રતિકુલ અણુઓને નિરાળાં રાખે છે, અને વિરાડાત્મા-સૂર્યમંડળના અભિમાની દેવ તે ઘટકાવયવ અણુઓને એક અધિષ્ટાતાના તાબામાં મૂકી ભુવન અથવા તનુઓને રચી દેખાડે છે. આ પ્રમાણે ઇન્દ્ર, વાયુ, સૂર્ય (અગ્નિ) અથવા ઈશ્વર, હિરણ્યગર્ભ, વિરાટ્ અથવા રુદ્ર, વિષ્ણુ, બ્રહ્મા-કલા, તત્ત્વ અને ભુવનોનો યોગ સાધી તનુને અભિવ્યકત કરે છે. આ દંપતીદ્વારા સધાતો અદ્‌ભુત રસયોગ ઇન્દ્ર જાણે છે અને સામાન્ય જીવો નિમિ-તોને ભેગાં થવા રૂપ ચેષ્ટામાં પશુવૃત્તિવિના કંઇ પણ ગંભીરભાવ જોતા નથી, અને તેથી શરીરની ઉત્પત્તિ એટલે પ્રજાનો જન્મ સુખનું સાધન, અને તેનો નાશ અથવા દેહનો વિલય એ દુઃખનું નિદાન માને છે. પિંડના અને બ્રહ્માંડના ઉદયમાં એક જ પ્રકારની પદ્ધતિ પ્રવર્તે છે તે પ્રતિ ખાસ વાચકનું લક્ષ ખેંચવામાં આવે છે.

પાંચમા શ્લોકમાં સામાન્ય જનોનું દેહારંભ અને દેહવિલય સંબંધમાં સુખદુઃખની ભાવનાનું મંતવ્ય ખોટું છે એમ જણાવ્યું છે. જેમને આ દેહપુરી સ્વાધીન છે તેમને આદિ અને અંત સરખા અનુભવાય છે. જેમ અખંડિત પ્રકાશવાળા સૂર્યને વાસ્તવ ઉદય અને અસ્ત નથી પણ આપણી દૃષ્ટિના આવરણવડે તેના ઉદય અસ્ત જણાય છે, તેમ દેહના અધિષ્ઠાતાનો સંતતભાવ જેમને સમજાયો છે તેમને દેહનો આદિ તથા અંત ભ્રમરૂપ છે એવો સ્પષ્ટ અનુભવ થાય છે.

છઠ્ઠા શ્લોકમાં દેહના અધિષ્ઠાતાના સતતભાવને બાજુ ઉપર રાખી દેહ પોતે જ ચિદ્દરશ્મિનો માત્ર ઘનીભાવ છે એમ વર્ણવ્યું છે. જેમ જલ પોતે પ્રવાહી છતાં પરપોટારૂપ આકૃતિ ધારણ કરે છે તેમ બ્રહ્મતત્ત્વનાં ચિન્મય કિરણો ઘનીભાવ પામી દેહાકાર બને છે. તેમાંનાં કેટલાંક વિજ્ઞાનરૂપે મર્મવ્યૂહદ્વારા પ્રકટ થાય છે, અને બીજાં વિજ્ઞેયરૂપે અર્થાત્ દેહના ભૌતિક કણરૂપે જણાય છે.

સાતમા શ્લોકમાં આરુણકેતુક અગ્નિ અને સોમરસના રહસ્ય પ્રતિ નજર નાંખવા ભારતવાસીઓને પ્રબોધ છે, કેમકે તેઓ અગ્નિ અને ઇન્દ્રની બાહ્ય પૂજા કરવામાં ઘણા આગ્રહી જણાય છે.

આઠમાથી ચૌદમા શ્લોક સુધીમાં અગ્નિ તથા ઇન્દ્રની ઉપાસનાવડે દંપતીઓ આ મૃત્યુપુરીરૂપે ગણાતા શરીરને બ્રહ્મપુરીરૂપે શી રીતે બનાવે છે તેનાં રહસ્યો સ્ફુરાવવા યત્ન કર્યો છે. આ નવીકરણવડે આ દેહ અયોધ્યા અથવા અપરાજિતા નામની પુરીરૂપે બને છે. શ્રીચક્ર નામના પ્રતીકમાં જે આઠ ચક્રો અથવા ગઢો જણાવવામાં આવે છે, તથા નવદ્વાર બતાવવામાં આવે છે તેનો દેહમાં અધ્યારોપ કરી ઉપાસના સાધવાનો પ્રકાર છે. આ ઉપાસનાની સવિસ્તર પદ્ધતિ ગુરુગમ્ય રાખી છે

દશમા અને અગીઆરમા શ્લોકમાં આ ઉપાસનાનું લૌકિક ફલ વર્ણવ્યું છે, અને બાર અને તેરમા શ્લોકમાં અલૌકિક ફલનો પ્રસ્તાર છે. ચંદ્રની પંદર કલાને સિદ્ધ કરી અખંડ નૂતનતા આપનારી સાદા નામની અથવા ષોડશી નામની અમૃતરૂપ ચંદ્રકલા છે જેના યોગથી બાહ્ય ચંદ્રમા ક્ષય પામતા છતાં નકવત્ ધારી વૃદ્ધિ પામે છે, તે કલાનું બ્રહ્મપુરીમાં સ્થાન, તે કલાયુક્ત સદાશિવનું સ્વરૂપ (**सोम=उमया सहित=शिव**), બ્રહ્મ, વિષ્ણુ અને રુદ્રગ્રંથિનો ભેદ કરવાની કુંચી, દેવ અને અસુરોના વાસ્તવ સ્વરૂપની સમજણ, અને સમુદ્રમથનમાંથી પ્રકટ થતા અમૃતરસ અથવા સોમરસનું રહસ્ય, કુંડલિની શક્તિનું કુમારીપણું અને તેનું વાગ્ભવ કૂટમાં મધુગુંજન અથવા અનાહત ધ્વનિયોગ, તે શક્તિનું પ્રૌઢભાવે પતિવ્રતાપણું અને સૌષુમ્ણ માર્ગે તેનું ઊર્ધ્વગમન કરાવી પતિનો યોગ સાધી સામરસ્ય પ્રકટ કરવાની પદ્ધતિ, તે સામરસ્યના પ્રભાવથી

સર્વ કલેશ અને કર્માશયનું ભસ્મીભૂત થવું, તે ભસ્મમાંથી, પુનરુત્થાન થતાં સદાશિવ તત્ત્વના કિરણોનો પ્રવેશ થતાં, રજ:કણોનું પુનર્જીવન, નવીન અણુઓનો આવિર્ભાવ, અને મુક્ત પુરુષનું અદ્ભુત ઐશ્વર્ય-ઇત્યાદિ ક્રમની ગુંથણી કરી છે.

ઉપાસનાના રહસ્યને જાણ્યા વિના ક્રિયા કરનારને વધારે અંધારૂં અથવા અજ્ઞાન મળે છે એવું ચૌદમા શ્લોકમાં જણાવી, પંદરમા શ્લોકમાં પૃશ્નિ નામના ઋષિને આ દિવ્યબોધ થયાનું જણાવી ઉપનિષદ્ સમાપ્ત થાય છે.

नर्मदाशंकर दे. मेहता.



॥ ॐ श्री ॥

# आपणा स्त्रीवर्गनी लक्ष्यभूमिकाओ.*

नमामि यामिनीनाथ लेखालंकृतकुन्तलाम् ।
भवानीं भवसंतापविदारणसुधानदीम् ॥

**ભાવાર્થ:**—ચંદ્રલેખાથી શોભાવાળા કેશપાશવાળાં અને સંસારતાપને નિવારવાને સમર્થ અમૃત નદીરૂપ ભગવતી ભવાનીને નમસ્કાર કરૂં છું.

**ધર્મશીલ ભગિનીઓ!**

શ્રેયઃસાધકવર્ગના પરમ હિતચિંતક પુરુષવરતરફથી "સહચરી સંમેલન" ની પત્રિકા મારા ઉપર આવી ત્યારે મને વિચાર સ્ફુર્યો કે શ્રેયઃસાધકઅધિકારીવર્ગની સ્ત્રીઓએ વર્તમાનકાલમાં કઇ દિશાએ પોતાની ઉન્નતિ સાધવાની છે તે વિષયઉપર તે વર્ગ કદાચ મીમાંસા કરશે. સ્ત્રીવર્ગના કલ્યાણ કરવાના આવેશવાળા આ જમાનામાં સ્ત્રીઓની ઉન્નતિ અને સમાજનું કલ્યાણ સાધવાના ઘણા ઉપાયો શ્રેયઃસાધકઅધિકારીવર્ગની બહારના મનુષ્યો યથાશકિત સાધે છે. "વનિતાવિશ્રામ", "વિધવાવિશ્રામ", "મહિલા પરિષદ્" "સેવાસદન" "લેડીઓની ક્લબ" ઇત્યાદિ ઘણી સંસ્થાઓ સ્ત્રીવર્ગની ઉન્નતિ સાધવા પ્રયત્ન કરી રહેલી છે, તો આ "સહચરીસંમેલન" કઇ દિશાએ પોતાનું વહાણ ચલાવવા માંગે છે તે પ્રશ્ન સ્વાભાવિક ઉભો થશે.

તમારા સંમેલનની પત્રિકામાં તમારૂં કલ્યાણ સમાગમ, ઉપદેશ અને દૃષ્ટાન્ત એ ત્રણ પ્રકારથી સાધી શકાય એમ છે એવો ઉલ્લેખ છે, અને તે પ્રકારપૈકી વ્યવહારઉપાધિને લઇ હું સમાગમવડે,

* 'શ્રી સહચરીસંમેલન' નામના શ્રેયસ્સાધકવર્ગના સ્ત્રીવર્ગના ઉત્સવનિમિત્ત આ લેખ લખવામાં આવ્યો હતો.

અને ભિન્ન જાતિનો હોઇ દૃષ્ટાંતવડે તમને તમારા કલ્યાણમાર્ગની શોધમાં ઉપકારક થઇ શકું તેમ નથી. તોપણ આ મંડલ શ્રીશ્રેયઃસાધકઅધિકારીવર્ગની સ્ત્રીઓનું હોવાથી અને તેથી તે વર્ગના પુરુષવર્ગ સાથે તેમનો ધર્મભગિની અને ધર્મબંધુનો પવિત્ર સંબંધ હોવાથી હું કંઇક ઉપદેશનાં વચનો કહું તો તે અનુચિત નહિ ગણાય. હું તમોને વડીલ ધર્મબંધુ છું તેથી ઉપદેશ આપવા હકદાર છું એવા ભાવથી તમારાં સિરઃ વચનો કહેતો નથી, કેમ કે ઇન્દ્ર, વાયુ અને અગ્નિ નામના મોટા દેવોના જ્ઞાનગર્વને માની વચનાં "ઉમા હૈમવતી"-એ ગાળી નાંખ્યાની કેનોપનિષદ્‌ની આખ્યાયિકા તમારામાંના કેટલાંકની જાણબહાર નહિ હોય. મારા કરતાં પણ અધિક જ્ઞાનગૌરવવાળી બહેનો આ મંડલમાં હશે અને તેઓ તમારી જાતિના અંગત પ્રશ્નોનો વિશેષ ખુલાસો કરી શકશે. મારે તો બંધુભાવે તમારે શ્રેયઃસાધકવર્ગના લક્ષ્યબિંદુથી ખસ્યાવિના કયાં આદર્શો અથવા ઉચ્ચગ્રાહો સિદ્ધ કરવાના છે, તે સંબંધમાં બે બોલ કહેવાના છે.

આપણા સમાજમાં સનાતન બ્રાહ્મણ અથવા વૈદિક ધર્મને અનુસાર વ્યવસ્થા સંસારની ચાલે છે, તે સમાજમાં જ્યાં સુધી આપણે છીએ ત્યાં સુધી તે ધર્મના આદિ સૂત્રકારો, અને તે ધર્મનું ઉપબૃંહણ કરનાર ઋષિમુનિઓ તથા આપણા શ્રેયઃસાધકઅધિકારિવર્ગના સ્થાપક આપણા સદ્‌ગુરુ શ્રીમન્નૃસિંહાચાર્યજીવડે સ્થપાયેલી પ્રણાલિકા અથવા શિષ્ટમાર્ગનો ત્યાગ કરી લોકહિત કરવાના મિથ્યા આવેશમાં તણાઇ તમારે ગૃહસંસ્થા તથા સમાજસંસ્થાના ચાલક સૂત્રકારો થવાની અગત્ય નથી. તમે જો ગૃહસંસ્થા સુધારશો તો બહારની સમાજસંસ્થા સ્વતઃ સુધર્યા વિના નહિ રહે. આ ઉપરથી મારો કહેવાનો હેતુ એવો નથી કે તમારે આખો દિવસ અને રાત્રિ ઘુંઘટો તાણી ગૃહબહાર શું થાય છે તે જોવું નહિ તમારે વિદ્યા અને કલાની પ્રાપ્તિ સારૂ આ વિશ્વમાં ઘણું જોવા જાણવાનું છે, અને તે મુસલમાનધર્મની પડદાપદ્ધતિથી મળી શકે તેમ નથી; તે સાથે ખ્રીસ્તીધર્મની પુરુષવર્ગ સાથેની સમાનભાવની હરીફાઇથી મેળવવાનું નથી. એક પદ્ધતિથી સ્ત્રીવર્ગનું શારીરિક અને માનસિક શોષણ ( atrophy ) થાય છે ત્યારે બીજી પદ્ધ-

તિથી તેમનું શારીરિક અને માનસિક અતિશય (Nyper trophy) થાય છે. શોષણ અને અતિશય બંને નિરામયતાનાં વિરોધી છે. નિરામય શરીર અને મનમાં અણુઘટતું શોષણ નથી, તેમ અણુઘટતો અતિશય નથી. સમબલથી શરીર અને મન કેળવાય છે ત્યારે વાસ્તવ આરોગ્ય ગણાય છે. આપણા વૈદિક ધર્મમાં સ્ત્રીઓને મુસલમાન ધર્મની પેઠે સર્વાંશ પરાયત્ત રાખી નથી, તેમ ખ્રીસ્તી ધર્મની પેઠે સર્વાંશ સ્વાતંત્ર્યવાળી રાખી નથી. પરંતુ તેમને પુરુષવર્ગ સાથે ધર્મનું સહચરણ રાખ્યું છે; ગૃહતંત્રમાં તેમને અધિકારી પદ આપ્યું છે; અને સમાજતંત્રમાં અને રાજ્યતંત્રમાં તેમને પુરુષમતિને અનુસરવાનું સૂચવ્યું છે. પુરુષવર્ગ અને સ્ત્રીવર્ગને પરસ્પર સમાગમમાં આવવાના પ્રસંગોની પણ આપણા શિષ્ટજનોએ મર્યાદા સ્થાપી છે. કવિકુલગુરુ કાલિદાસના પણ પૂર્વ સમયમાં થયેલા ભાસ કવિએ શ્રી રામચંદ્રજી વનવાસ જવા નીકળ્યા ત્યારે સીતાનું અવગુંઠન તેમણે કાઢી નાખ્યું અને પ્રજાજનસમક્ષ સીતા દેવીને ઉભાં રાખી આ પ્રકારનું કહેતા વર્ણવ્યા છે:—

**निर्दोष दृश्या हि भवन्ति नार्यो ।**

**यज्ञे विवाह व्यसने वा वनेवा ॥**

યજ્ઞમાં, વિવાહમાં, આપત્તિના પ્રસંગમાં અને વનમાં નિર્દોષભાવથી સ્ત્રીઓનું અવલોકન કરવામાં પ્રતિબંધ નથી.

આ શિષ્ટ મર્યાદાનું અતિક્રમણ શ્રેયઃસાધકવર્ગની સ્ત્રીઓએ કરવાનું નથી, કેમકે તે અતિક્રમણ કરનાર સ્ત્રીવર્ગને પોતાના શીલરક્ષણમાં ઘણો ભય અનુભવી પુરુષોએ જાણ્યો છે, અને તમારા વર્ગની જે પુરંધ્રીઓ છે તેમને આ મુદ્દો અજાણ્યો નહિ હોય તેથી "સહચરીમંડલ" ની પ્રથમ પ્રતિજ્ઞા એ રાખશો કે આપણે શ્રેયઃસાધકઅધિકારીવર્ગની સ્થાપિત શિષ્ટ મર્યાદાનું અતિક્રમણ કરી લોકહિત સાધવા દોડવું નહિ, તેમ સમાજની સ્વયંસેવિકાઓ થવાની આપણે અગત્ય નથી. જેમનો ધર્મ જૂદા પ્રકારનો છે તેઓ ભલે તે તે ધર્મની સ્થાપિત મર્યાદાનુસાર તેવી જનહિતકર પ્રવૃત્તિઓ કરે, પણ તેમનું અનુકરણ કરવાની આપણે કંઇ જરૂર નથી. પરધર્મની સ્ત્રીઓસાથે મળવામાં પ્રતિબંધ નથી, પણ તેમના તરફથી

લેવા યોગ્ય સ્ત્રીજાતિને ઉચિત ગુણોનું જ ગ્રહણ કરશો, અને સ્વધર્મના પિતા અને બંધુઓ જેમની શિષ્ટતા જાણીતી હોય તેમના વિના કોઇપણ પુરુષવર્ગ સાથે નિષ્પ્રયોજન સંબંધમાં આવશો નહિ.

મર્યાદાપાલનની આ સાવધાનતાનો તમને પ્રબોધ કરવાની વસ્તુતઃ અગત્ય જ છે કારણ કે, તમારામાં તેવી સાવધાનતા સ્વયંસિદ્ધ ગુણરૂપ છે. કારણ કે તમારા આદર્શો "શ્રી ભામિની-ભૂષણના" ગ્રંથાનુસાર રચાયેલાં છે. તો પણ તમારામાંનાં કેટલાંક સંસારનાં બીનઅનુભવી હોય અથવા જેઓ હજી કુમારિકા પદે હોય તેમને આ સાવધાનતાનું સૂત્ર કંઠસ્થ રાખવા પ્રબોધું છું.

આપણા ધર્મમાં સ્ત્રીવર્ગની અવસ્થા અને અનુભવને લક્ષમાં રાખી ચાર આશ્રમભૂમિકાઓ રચાયેલી છે. જેમ પુરુષવર્ગમાં બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વની અને સંન્યાસી–એવા ચાર આશ્રમ છે, તેમ સ્ત્રીવર્ગને પણ તેવી ચાર ભુમિકાઓ છે. કુમારિકા બ્રહ્મચર્ય પાળનાર બટુજેવી છે. તેણે લૌકિક તથા અલૌકિક વિદ્યા અને કલાના સંસ્કારો પ્રાપ્ત કરવાના છે. આ સંસ્કારો કુમારિકાની અવસ્થામાં બીજરૂપે સ્થપાયા હોય છે તો જ ગૃહિણીઅવસ્થામાં અંકુરિત થઇ પલ્લવિત થાય છે. જેમ કુમારને ઉપનયન સંસ્કાર છે, તેમ કુમારિકાને વિવાહ સંસ્કાર છે. જેમ કુમારને ઉપનયનસંસ્કારપછી વેદાધ્યયનાદિ સિદ્ધ કર્યા પછી સમાવર્તન છે, તેમ વિવાહસંસ્કારપછી નવ વધુને વિદ્યા વિનય અને ગૃહતંત્રની કુશલતા મેળવવાની હોય છે, અને ત્યાર પછી સંસારનો આરંભ છે. આથી વિવાહસંસ્કાર બાર તેર વર્ષે આ જમાનામાં થાય તોપણ વધુપદને ઉચિત વિદ્યા–વિનય મેળવવા તેણે ચાર પાંચ વર્ષ માતાની દેખરેખનીચે ગાળવાં જોઇએ. આ સમયમાં પિતાના અને પતિના ઘરના આચારોનો વિનિમય કરવાનું તેનામાં સામર્થ્ય પ્રાપ્ત થાય છે, પતિના હૃદયની દૂરસ્થ છતાં અધિષ્ઠાત્રી બને છે, અને ત્યાર પછી તે ગૃહિણીપદને યોગ્ય બને છે.

સ્ત્રીવર્ગનો બીજો આશ્રમ ગૃહિણીપદથી આરંભ પામે છે. ત્યાંથી પતિસાથે તેના સહધર્માચરણનો આરંભ થાય છે. જુના કાલમાં અગ્નિહોત્રમાં સહધર્માચરણનો આરંભ થતો અને મરણ–

પર્યંત તે ધર્માચરણ ચાલતું હતું, અને જે અગ્નિદેવની ઉપાસના આમરણાંત કરવામાં આવતી તે દેવના ભૌતિક પ્રતીક એટલે પ્રત્યક્ષ અગ્નિવડે અંત્યેષ્ટિ થતી હતી. આ કાલમાં તેવા અગ્નિહોત્રનો લોપ થયો છે, પરંતુ તેને સ્થાને સ્માર્ત ધર્માચરણો અને પૌરાણિક પૂજનપદ્ધતિઓ પ્રવિષ્ટ થઇ છે, અને અધિકારનો વિચાર કર્યા વિનાની તે પદ્ધતિઓ ઘણે પ્રસંગે અપધર્મરૂપ પણ બની ગઇ છે. તેની વિશુદ્ધિ શ્રેયઃસાધકઅધિકારી વર્ગમાં શ્રીસદ્‌ગુરુદ્વારા સારી રીતે થયેલી છે, અને તેથી આ જમાનાનો ગૃહમેધ શી રીતે સાધવો તેની યોજના શ્રીભામિની–ભૂષણ આદિ ગ્રંથોમાં સારી રીતે પ્રતિપાદન કરવામાં આવી છે. તેથી તમારી જાણેલી વાતને પુનઃ જણાવવા હું પ્રયત્ન કરતો નથી. પરંતુ ગૃહિણીપદે સ્થિત થયેલી ધર્મભગિની-ઓને મારે એ આંતર ભુમિકાતરફ લક્ષ કરાવવાની અગત્ય છે. ગૃહિણી બે પ્રકારની હોઇ શકે છેઃ- (૧) ભાર્યા અને (૨) જાયા.

મનુષ્યોને મેળવવા યોગ્ય ચાર પ્રકારના પુરુષાર્થમાં અર્થ અને કામને સાધવામાં સહચરણ કરનારી પત્ની ભાર્યા ગણાય છે કેમકે તે **भर्तुं योग्या**– એટલે ભરણ પોષણ કરવા યોગ્ય એટલા સંકુચિત અર્થને વહન કરનારી છે. ગૃહતંત્રની અધિષ્ઠાત્રી બની પતિના અર્થકામને કુશલતાથી સાધનારી સ્ત્રી **गृहिणी सचिवः सखी मिथः प्रिय शिष्या ललिते कलाविधौ** એ કાવ્યપંક્તિઅનુસાર વાસ્તવ ગૃહિણી, સલાહ આપવાની, મિત્રરૂપ અને લલિત કલાઓમાં પતિની પ્રિય શિષ્યા બનવાની માનનીય પ્રતિષ્ઠાને મેળવે છે, અને તેવી સ્ત્રી ભાર્યા થવા યોગ્ય છે, નહિ તો "પરણ્યાને પામવાનો" પતિનો અને "જણ્યાને જીવાડવાનો" સ્ત્રીનો વ્યવહાર દંપતીઓનો બાહ્ય ગૌણ ધર્માચાર છે. તેવાં દંપતીઓમાં દાંપત્યનું રહસ્ય નથી; તેમનું ધર્માચરણ ઉપાસના-વિનાનું છે, અને તેથી તેઓ માત્ર દેહ યોગવાળાં, પરંતુ માનસ અને અધ્યાત્મયોગવિનાનાં દેખાવા માત્ર જોડાંનો દેહયોગ પણ સુધારવાની અગત્ય છે, અને તે કાર્ય આ તમો પૈકી જેઓ વિચક્ષણ હોય તેમણે ઘણી બહેનોના ગૃહસંસારને સુધારવાં પ્રયત્ન ઘટે છે. આ સુધારણાની દિશા શ્રી ભામિની ભૂષણમાં અગ્રણી પાત્રોએ

તમને બતાવેલી છે, અને તે દિશાનું તમારા સારા સમાગમનો અને દૃષ્ટાન્તનો લાભ આપી ઇતર સ્ત્રીઓને તમારે ભાન કરાવવાનું છે. ઘણા સંસાર હજુ શ્રી ભામિની ભૂષણના પ્રથમાલંકારમાં આપેલા નિકૃષ્ટ અને મધ્યમાધિકારી પાત્રોના જેવા છે; અને ઘણી ઓછી સ્ત્રીઓને વસ્તુતઃ ભાર્યાધિકાર પ્રાપ્ત થયો છે. આથી એમ સમજશો નહિ કે આવાં જોડાંથી રચાયેલો આપણો સમાજ હલકી પ્રતનો છે, અને તેથી છટ છટ કરી આપણી પોતાની નિકૃષ્ટતાની નિંદામાં ડૂબશો નહિ, તેમ પરધર્મીઓના સંસારની સ્તુતિ કરવા એકદમ તૈયાર થશો નહિ. અમો શ્રેયઃસાધક-અધિકારીવર્ગના કેટલાક પુરુષોને તે મંડળબહારના અને પરધર્મીઓના ગૃહસંસાર જોવાના ઘણા પ્રસંગો મળ્યા છે, અને અમને જણાયું છે કે કેળવાયલાં ગણાતાં તે જોડામાં માત્ર બહારની ટાપટીપ અને મધુર વાણીવિના ઘણે ભાગે કંઇ સત્વ હોતું નથી. ગામડાંની કણબણ પોતાના ધણીને ધમધમાવી દબાવી પોતાના ઘરને ચલાવતી હોય, તોપણ તેને પોતાના દૈહિક શીલનું જે અભિમાન અને ખુમારી હોય છે તેમાંનું આ કેળવાયલાં કહેવાતાં જોડાંમાં કંઇ હોતું નથી. તેમનો સંસાર કદલીગર્ભ જેવો પાણીનો ભરેલો પણ સારવિનાનો હોય છે; અને તેની સરખામણીમાં અભણ પણ દુનિઆની નીતિને ચુસ્તપણે વળગી રહેનાર આપણાં કેવલ "દેહયોગી" જોડાં પણ પ્રશસ્ય હોય છે. તેમનામાં કેટલાક નીતિ-રીતિના ગુણો ઘણા સુદૃઢ હોય છે, પરંતુ તેમનામાં મૃદુતા અને રસિકતા હોતી નથી, તેથી તેમના સંસારમાં તમને ખડાષ્ટક જણાય છે. તેવાં જોડાંને સુધારવાનો અવકાશ છે, અને તે જોડાંની સ્ત્રીઓ સમાગમબલથી ભાર્યાપદઉપર આવી રહે છે. ઇતર કેળવાયલી સ્ત્રીઓ આડંબરમાં રહે છે અને ભાર્યાપદે આવી શકતી નથી, પરંતુ વામા જ વસ્તુતઃ રહે છે. આ કહેવાની મતલબ એવી નથી કે નવા જમાનામાં કેળવાયેલી શ્રેયઃસાધકઅધિકારી-વર્ગબહારની તેમ પરધર્મની સ્ત્રીઓ શિથિલ નીતિ બંધનવાળી હોય છે. તેઓમાં ઘણી સ્ત્રીઓ ઉંચી નીતિ રીતિવાળી હોય છે, અને દક્ષતા, ચપલતા આદિ ગુણો તેમનામાં ઉંચા પ્રકારના હોય છે. મારા કહેવાનો સાર એટલો જ છે કે તે સ્ત્રીવર્ગની બાહ્ય ટાપટીપથી જ તેમના સંસાર સારા હોય છે, અને આપણી અબુધ સ્ત્રીઓ ખોટી

છે—એવા અનુમાનઉપર કોઇ જશો નહિ. આ "અણુઘડ" પણ આરસનો પહાણ સમાગમબલથી ઘસાય છે, પણ આડંબરવાળો કાળો પાષાણ દોરડું કાપે પણ પોતે જેમ ઘસાતો નથી તેમ સમાગમબલથી સુધરતો નથી.

આપણી અણુઘડ સ્ત્રીઓમાં પણ—"માટીનું કંઈ હાંલ્લું છે કે બદલાય"—એવી ભાવના દૃઢ હોય છે. અને તેથી પતિને અનુકૂલ બનવાનો અથવા પતિને પોતાના સારા નિશ્ચયને અનુકૂલ કરવાનો તેમનો નીતિનો વેગ સંસારને કંઈક સારવાળો બનાવ્યા વિના રહેતો નથી. જે સમાજમાં વૃત્તિનું અણુઘટતું સ્વાતંત્ર્ય છે, અને લગ્ન માત્ર ઐહિક સુખનો જ કરાર છે, પણ સંસારચક્રમાં ફરતાં સ્ત્રીપુરુષોનો ધર્મમય આમરણાન્ત સંબંધ છે એવું મનાયું નથી તે સમાજમાં પતિપત્નીના માનસ અને અધ્યાત્મજીવનના વાંકાચુકા ખુણા ઘસાઇ બંધ બેસતા થતા નથી, કેમકે છટકવાની એટલે ઐહિક સંબંધ તોડવાની તેમને છૂટ છે. આપણા ધર્મતંત્રમાં આવી છૂટ નથી. અને તેથી તે વાંકાચુકા ખુણા ઘસાઇ કાળે કરી બંધબેસતા થાય છે, અને સંસારની વહેલ અટકી પડતી નથી.

પરંતુ લગ્નવ્યવસ્થા આપણા સમાજની પ્રાચીન ધર્મસૂત્રને અનુસાર જો રચવામાં આવે તો આપણો સમાજ ઘણી અણુઘડ દેહયોગવાળા જોડાવાળો થતાં અટકી શકે એમ છે. તેથી જેઓ આ મંડલમાં પુરંધ્રીઓ હોય અને જેમનામાં વાસ્તવ ભાર્યાપદ શોભતું હોય તેમણે આપણા પ્રાચીન ધર્મસૂત્રકારોના ગ્રંથો અવલોકી કઇ યોગ્યતા વરકન્યામાં જોવાની ખાસ અગત્ય છે, તે પ્રતિ લક્ષ આપશે, અને વરકન્યાની લક્ષણમીમાંસા કરી, તેમના પોતાના મન અને ચક્ષુના નિર્દોષ રાગના અનુસંધાનને જોઇ સંવનનસમય સધાવી તેમના પુત્રના અને પુત્રીઓના લગ્નની યોજનાઓ કરશે તો શ્રેયઃસાધકવર્ગની સ્ત્રીઓએ એક સર્વોત્તમ જનહિતકર કાર્ય કર્યું એમ મનાશે. માટે તમો પૈકી જેઓ વિદુષીઓ છો તેમણે આપણા પ્રાચીન ધર્મસૂત્ર અને કામસૂત્રના વિવાહનાં કન્યાધિકરણ અને ભાર્યાધિકરણનાં પ્રકરણો છે તેનો અભ્યાસ કરી તમારાથી ઓછું જાણનારી બહેનોને ઉપદેશ અથવા

લેખદ્વારાના જાગ્રત્ કરશો તમારા પતિદ્વારા આ ગ્રંથોતરફ નજર નાંખશો તો તેમાં તમને આ સમાજસુધારણાનું ઘણું સાહિત્ય મળી આવશે. આ ગૃહતંત્રને મૂલમાંથી સુધારવાનો ઉપદેશ અમો પુરુષોના અધિકારબહારનો છે અને તે તમારો પોતાનો અંગત સ્ત્રીજાતિની ઉન્નતિનો વિષય છે માટે તમે જ તે ઉપયોગી વિષયનું ચિંતન કરી તમારી સહચરીઓમાં જ્ઞાન પ્રસાર કરવા વિનવું છું.

ભાર્યાપદમાં સ્થિત ગૃહિણીઓએ વિદ્યાઉપરાંત કલાજ્ઞાન મેળવવાની અગત્ય છે. તે વિના તેમનો સંસાર મોળો, અને મોઆવિનાનો રહે છે. આ કલાઓમાં પણ આપણી પ્રાચીન સ્ત્રીઓએ ઘણું કર્યું છે. ભરવા ગુંથવા વિગેરેની કેટલીક ઉપયોગી ગૃહકલાઓ, અને કાવ્ય, ચિત્ર, સંગીત, શિલ્પ ઇત્યાદી લલિત કલાઓનું જ્ઞાન આપણી ભૂમિમાં ન હતું એમ માની લેશો નહિ. ભારતાદિ ઇતિહાસો વાંચો, આપણાં તંત્ર અને આગમના ગ્રંથો વાંચો, તો તમને જણાશે કે આ કલાજ્ઞાનમાં આપણે એક સમય મોટી યોગ્યતા ધરાવતા હતા. હાલની આપણી કલા અને સૌન્દર્ય-ભાવનાની અવનતિ દેખાય છે તે ધર્મની કેટલીક મધ્યકાલની રાજ્યકીય અવ્યવસ્થાને લીધે થયેલી છે. ગૃહિણીઓએ કલા અને સૌન્દર્યનો લોપ કર્યો અને અને તેના પરિણામમાં વામાઓએ તે કલા અને સૌન્દર્યભાવનાનો આશ્રય લીધો અને અંતમાં ખોટા આશ્રયથી આશ્રિત કલા અને સૌન્દર્ય નીંદાવા લાગ્યાં કલા અને સૌન્દર્ય સ્વભાવથી જ પરમેશ્વરના અગમ્ય સ્વરૂપને બુદ્ધિગોચર કરે છે. પરંતુ અનીતી અને અધર્મસાથે યુક્ત થવાથી તે કલા અને સૌન્દર્યનું અમૃત વિષતુલ્ય બને છે. આપણાં શાકુંતલ, ઉત્તરરામચરિત, વિગેરે અપૂર્વ ચમત્કૃતિવાળાં નાટકો વાંચો, અને તમને જણાશે કે ક્યાં આપણી શકુંતલાનું નૈસર્ગિક કલાનું જ્ઞાન, ક્યાં આપણી સીતાની પંચવટીની, ઇન્દ્રની પુરીને પણ લાંછન લગાડે તેવી મનોહર પર્ણકુટી અને તેની આગળ પાછળની ઉપવનની રચના, અને ક્યાં હાલના નાટકના સ્ત્રીપાત્રોની આડંબરવાળી વિકૃતકલા અને સૌન્દર્યની ભાવના અથવા ક્યાં હાલના જમાનામાં મોટા બંગલામાં રહેનાર જોડાંની અવ્યવસ્થાવાળા બગીચામાં ફરવાની ચેષ્ટા !

માટે સૌન્દર્ય અને કલાની ભાવનાનો પ્રકર્ષ કરો, અને પ્રાચીન ઇતિહાસ અને કાવ્ય તથા નાટકોમાંથી મળતાં સાધનોની પરિશુદ્ધિ કરો. તે ઉદ્યોગ કર્યા પછી તમને હાલનાં નાટકો નીરસ લાગશે, અને ઉત્તમ કલા અને ભાવોની ગુંથણી શી રીતે શબ્દાર્થદ્વારા અથવા ચિત્રદ્વારા અને શિલ્પ બહાર પાડી શકાય છે તે બતાવવા તમે સમર્થ થશો, અને તમારા ગૃહસંસારને કંઇક રસિક બનાવી તમારા "બળેલા ઝળેલા" પતિ અથવા ભાઇ ભાંડુને ઘરમાં પેસતાં વિનોદવાટિકામાં પેઠા હોય તેવું ભાન કરાવી શકશો,

બીજા આશ્રમમાં પ્રથમ પાદતરીકે ભાર્યાધિકાર સિદ્ધ કર્યા પછી, અને તમારા પતિના અર્થ અને કામમાં યથાર્થ સહચરી થયા પછી તમારે તે આશ્રમના બીજા પાદમાં જાયધિકાર પ્રાપ્ત કરવાનો છે. તમને કદાચ શંકા થશે કે ભાર્યા અને જાયામાં શો ભેદ છે? બંને પર્યાય શબ્દો છે. હા પર્યાય શબ્દો છે પણ રહસ્યાર્થમાં ઘણો ભેદ છે. સ્ત્રી, વનિતા, વામા ઇત્યાદી સ્ત્રીવાચક શબ્દો છે, પણ એક જ અર્થસાથે ભિન્ન ભાવોનો તે યોગવૃત્તિના બલથી (અર્થાત વ્યુત્પત્તિબલથી) પ્રબોધ કરે છે. પ્રથમ જણાવ્યું તેમ જે ગૃહિણી પતિના અર્થ અને કામનો નિર્વાહ કરનારી હોવાથી અને સંસારસૂત્રની ચાલક હોવાથી ભરણપોષણને યોગ્ય હોય તે જ ભાર્યાપદના અધિકારવાળી છે, તેમ જે ગૃહિણી ધર્મ અને મોક્ષ સાધનમાં સહચરી થનાર હોય, અને જેમાં પતિ પોતે પુનર્જન્મ પામે છે (**जायतेऽस्यां पतिः पुत्ररूपेण स्वरूपानुभवरूपेण वा**) તે જાયા પદના અધિકારવાળી છે. ધર્મની બે શાખા તમારા જાણવામાં સારી રીતે છે. એક શાખા પ્રવૃત્તિરૂપ છે, અને બીજી નિવૃત્તિરૂપ છે. પ્રવૃત્તિરૂપ ધર્મમાં સહચરણ કરી આ સંસારના મનુષ્યઋણ, પિતૃઋણ, અને દેવઋણને નિવૃત્ત કરાવવામાં જે ગૃહિણી સહાયક થાય છે, તેમાં અખંડ સહચરણબલથી પતિનો આત્મા પુત્રરૂપે અથવા ધર્મતત્ત્વના વિશદ અનુભવરૂપે અવતરે છે. તેવી ગૃહિણી પતિના જીવતા આદર્શરૂપ હોય છે, અથવા તંત્રકારો રમણીય ભાવામાં કહે છે તેમ પતિની "પ્રાણનાડી" હોય છે. જેમ પ્રાણનાડી-

વિનાનું શરીર જીવતું ગણાતું નથી, તેમ આવી જાયાના સહચરણથીજ તેમના પતિઓ વસ્તુતઃ જીવે છે. આ રહસ્યને લક્ષમાં રાખી તંત્રકારો શિવની પ્રતીતિ શવરૂપે કરી પ્રાણપ્રદાત્રીરૂપે શિવને-પાર્વતીને-જણવે છે. આ ધાર્મિક કલ્પનામાં ઉત્તમ જાયાને "પ્રાણનાડી" રૂપે શી રીતે સૂચવી તેની ભાવના સ્ફૂર્યા વિના રહેશે નહિ.

નિવૃત્તિરૂપ ધર્મના આચરણમાં અર્થાત્ શમદમાદિ સંપત્તિની પ્રાપ્તિમાં, અને મોક્ષના સાક્ષાત્ ઉપકારક શ્રવણાદિ સાધનમાં જે ગૃહિણી પોતાના અદ્દભુત મનોબલ અને અધ્યાત્મબલથી સહાયક થાય છે તે સર્વોત્તમ જાયા પદની અધિકારિણી ગણાય છે આવું જાયાપદ વિદ્વત્સંન્યાસ લેતી વખતે શ્રીયાજ્ઞવલ્કયને મૈત્રેયીમાં ઉદય થયેલું જણાયું હતું. સર્વોત્તમ ભાર્યારૂપે બનેલી કાત્યાયની અને પ્રવૃત્તિરૂપ ધર્મમાં સહાય કરનારી મૈત્રેયીરૂપ એ ગૃહિણીઓમાં ધનાદિની વહેંચણી કરી જ્યારે શ્રીયાજ્ઞવલ્કય પ્રવ્રજ્યા યોગ લેવા તત્પર થયા ત્યારે મૈત્રેયીએ પૂછ્યું—ભગવન્, આ સઘળી પૃથ્વી ધનથી ભરેલી પ્રાપ્ત થાય તો તે વડે અમૃતભાવ પ્રાપ્ત થતો હશે?" શ્રી યાજ્ઞવલ્કયે ઉત્તર આપ્યું—વિત્તવડે અમૃતત્વની આશા રાખવી ખોટી છે." મૈત્રેયીએ પુનઃ પ્રશ્ન કર્યો કે જે વડે અમૃતત્વ પ્રાપ્ત થાય તેનું મને દાન કરો. શ્રીયાજ્ઞવલ્કયે જાણ્યું કે મૈત્રેયીમાં પોતાની અનન્ત વૈરાગ્યભાવના પુનર્જન્મને ધારણ કરી રહેલી છે, અને તે પોતાનું અધ્યાત્મપ્રતિબિંબ છે. આથી તેમણે બ્રહ્માત્માનુભવ મૈત્રેયીને અપૂર્વ બોધ પદ્ધતિથી કરાવ્યાનું શાસ્ત્રમાં વર્ણન છે, અને ત્યાર પછી મૈત્રેયી યાજ્ઞવલ્કયની પ્રવ્રજ્યા યોગમાં સહચરી થયાનું પ્રતિપાદન છે પ્રિય બહેનો! તમારા દંપતીયોગની-જાયા પદની-આવી પરાકાષ્ઠા જ્યાં સુધી પ્રાપ્ત ન થાય ત્યાં સુધી તમારા કર્તવ્યની સમાપ્તિ થઈ છે એમ માની લેશો નહિ. આવો સર્વોત્તમ જાયાપદનો અધિકાર દક્ષની (ડહાપણની) દીકરી છતાં ભગવતી સતીને પોતામાં જાગ્રત્ થયેલો નહિ જણાયાથી પોતે સ્વતઃ પ્રાણત્યાગ કરી "ઉમા હૈમવતી" રૂપે અવતર્યાની આપણી પૌરાણિક ગાથા તમો જેઓ ગૌરી વ્રતાદિ કરો છો તેમને અજાણું નહિ હોય પણ તે વ્રત કરતા છતાં, અને ગાથાને જાણતા છતાં તમારી બુદ્ધિમાં કદાચ આ રહસ્ય નહિ સ્ફૂર્યું હોય તો તે સ્ફૂરાવવા

મારો આ પ્રબોધ છે. દેહયોગ અને મનના યોગકરતાં દંપતીઓમાં અધ્યાત્મયોગ ચઢીઆતો છે. સતીએ પતિસાથે દેહયોગ અને મનનો યોગ સાધ્યો હતો પરંતુ અધ્યાત્મયોગની ભૂમિકામાં પતિના સમાન થયાં નહતાં તેથી આ વ્યાખ્યાનના આરંભના મંગલના પહેલા પાદમાં વર્ણવ્યા મુજબ પોતાના પતિના સમાન સૌન્દર્યવાળાં તે થયાં હતાં એટલે તેઓ પણ શશિશેખર બન્યાં હતાં તો પણ બીજા પાદમાં વર્ણવ્યા મુજબ સંસારસંતાપનું શમન કરનાર શ્રી સદાશિવના સમાન અમૃતભાવને પ્રાપ્ત થયાં નહતાં. તે "સુધાનદી' પણું પ્રાપ્ત કરવાનું ભાન અને પોતામાં હજુ માત્ર પતિ સાથેનો દેહયોગ અને મનયોગ જ જાગ્યો છે, પણ અધ્યાત્મયોગ જાગ્યો નથી એવી પ્રતીતિ દક્ષપ્રજાપતિના યજ્ઞધ્વંસના પ્રસંગે તેમનામાં જાગ્રત થઇ હતી, અને તે અધ્યાત્મયોગને અનુકૂલ શરીર, મન અને પ્રાણનું આલંબન મેળવવા એમણે સ્વેચ્છાથી પોતાના પ્રાણનું ઉત્ક્રમણ કર્યું હતું, અને હિમાચલને ત્યાં ઉમાનો દેહ ધારણ કરી રહ્યાં હતાં, ત્યાં તેમને પૂર્વજાતિસ્મૃતિ અને યોગબલની અનુવૃત્તિ જન્મસાથેજ અભિવ્યકત રહી હતી અને સઘળી બાલચેષ્ટા પણ શિવને વરવાની તાલાવેલીમાં થયાં કરતી હતી, અને આખરે આરૂઢ તપશ્ચર્યા કરી અત્યંત નિરુદ્ધ દશામાં સ્થિત થયેલા મહેશ્વરને તેમણે ડગાવ્યા, મહેશ્વરની સઘળી પ્રેમપરીક્ષાની કસોટીએ ચઢી ઉતર્યાં અને આખરે સદાશિવનાં પત્નીરૂપે બની અખંડ અધ્યાત્મયોગનાં સહચરી થયાં અને તેના પ્રત્યક્ષ નિદર્શનતરીકે સઘળાં શૈવ આગમો અને તંત્રો-શિવ પાર્વતીના સંવાદરૂપે-અદ્યાપી વિદ્યમાન છે.

પ્રિય ભગિનીઓ ! તમારા ત્રીજા અને ચોથા આશ્રમની ભૂમિકાઓ આ પ્રવૃત્તિરૂપ ધર્મ અને નિવૃત્તિરૂપ ધર્મમાં તમારા પતિનાં સહાયક થવામાં રહેલી છે. સારાંશ વ્યવહારમાં 'અણઘડ' સંસારને સુધારવાનું તમારૂં પ્રથમ કર્તવ્ય છે, વિદ્યા અને કલા આપણી શિષ્ટ મર્યાદાનું પાલન કરી પ્રાપ્ત કરી તેનો આપણા જનસમાજમાં પ્રસાર કરવાનું તમારૂં બીજું કર્તવ્ય છે, અને તમારા પતિના અર્થકામની સિદ્ધિમાં સહાયક થઈ ભાર્યાધિકાર પ્રાપ્ત કરવાનું તમારૂં ત્રીજું કર્તવ્ય છે. ત્યાર પછી પરમાર્થ ભુમિકામાં તમારે

ધર્મ અને મોક્ષસિદ્ધિમાં પતિના યથાર્થ પ્રતિબિંબને ધારણ કરી જાયાપદ પ્રાપ્ત કરવાનું ચોથું કર્તવ્ય છે. જેમ તમારા પતિ યજ્ઞોપવીત ધારણ કરી રહે છે, તેમ તમારે (૧) પત્ની અધિકાર (૨) ભાર્યાધિકાર અને (૩) જાયાધિકારની ત્રિસૂત્રી મંગલસૂત્રતરીકે કંઠે રાખવાની છે, આ ત્રિસૂત્રીનું મંગલસૂત્ર તમને તમારા શ્રેયઃસાધક અધિકારીવર્ગની સ્ત્રીઓની લક્ષ્યભુમીકાનું વારંવાર સ્મરણ કરાવો. એવી શુભાશીથી મારી વાણીને હું અંતર્મુખ કરૂં છું.

नर्मदाशंकर दे० महेता.



॥ ॐ શ્રી ॥

# कीर्तनो.

---

## श्रीसद्‌गुरुवागमाहात्म्य

### પદ ૧.

( જય શ્યામસુંદર સુખકારી રે, એ લય. )

જય સદ્‌ગુરુવદનવિહારિણિરે, જય અમૃતવર્ષિણિ વાણિ!
જય અમૃતવર્ષિણિ વાણિરે, જેને સેવે ઋષિમુનિધ્યાનિ.
નવજીવનમય કરી દે જેની, જીવનવલ્લિ કરમાણીરે.—જય
જેના આસ્વાદનથી ઉદ્ધરે, મંદધી પામર પ્રાણીરે; જય.
નવઉત્સાહતણું બલ અંતર, સહજે આપે આણીરે; જય.
તાપમાત્ર ટાળીને ઉરના, આપે શાંતિની લ્હાણીરે; જય.
તુજને શ્રવણ કર્યું એ અમ જીવનની સાચી કમાણીરે; જય.
શ્રવણથી અનુભવમાં આવી ઠર, યાચીએ એ કલ્યાણિ! રે, જય.

---

## परार्थ जीवित पुरुषोनुं जीवन धन्य छे.

### પદ ૨.

( જીવનના જીવનનું જીવન, એ લય. )

ધન્ય ત્રિભુવનમાં તેનું જનન, સ્વાર્થથી ઉપરતિ પામી મન,
છે વિશ્વે જેનું પરાર્થ જીવન.
અનુપમ રસભર્યું એહ જીવન, ન લૌકિક, એ તો દૈવી સુજન.
એવા એક જીવનથી અનેક જીવન વાસ્તવ જીવન પામે,
જડ ને શુષ્કસમાં હૃદયો કંઇ, નવપલ્લવ થઇને જામે,

વિશ્વ આ નિશ્ચય પરિણામે, પરાર્થ જીવિતને શિરનામે.—
આપે અમરરસથી બની રસબસ, ઇતરને સુખરસ પીવડાવે,
સ્વાર્થપરાયણ નિજ સુખસાધક ભાવ સંકુચિત ના લાવે,
તેહ ચંદનતરુસમ કહાવે, દિવ્ય પરિમલ નિજ પ્રસરાવે;—
પોતાનું ત્યજી, પરનિજ સમજી, અભેદભાવ પ્રકટ કરતાં,
ભાગ્યશાલી નર, સંસૃતિસાગર–થી તારીને પછી તરતા,
આચરણ સુસેવ્ય આચરતા, અન્યમાં પ્રભુતાને ધરતા;—
નિજથી જો કોઇ, સુખી ન શક્યું થઇ, વ્યર્થ જીવિત તેનું જાણો,
પરાર્થ જીવન, બન્યું ન ક્ષણ પણ, પુરુષ નહિ પશુ તો પ્હાણો,
વાત આ દૃષ્ટિએ આણો, પરાર્થી થઈ મોજ માણો;—

---

## श्री इष्टनी अनुग्रहपूर्ण दृष्टिनी इच्छावाळा साधकनी तदर्थ श्री इष्टप्रति प्रार्थना.

### પદ ૩.

( ફુલની પાંખડી લો પ્રાણ, એ લય. )

અમીભરી આંખડીનું પાન,
દે એ મુજ જીવનલ્હાણ. અમીભરી૦
અન્ય ભલે ધન વૈભવ ઇચ્છે, માગું ન તેવું દાન,
સ્નેહપાન દૃષ્ટિનું કરાવી, પરિતૃપ્ત કર પ્રાણ, અમી૦
તુજ અમૃતદૃષ્ટિ મુજ હરતી, ભયમાત્ર નિત્રાણ.
ભ્રુકી ભર્યાં તુજ નયન નચાવી, હરી લે મારું ભાન અમી૦
ભલે બીજાને દે જે માગે, વિધવિધ અનુપમ જ્ઞાન,
પણ મુજ પ્રતિ તો કરજે નયનની, ભાવભરી કંઈ સાન; અમી૦
સર્વ મળ્યું મુજને હું માનીશ, (જો) ધરીશ આ વિનતિ ધ્યાન,
તારા કૃપાકટાક્ષઉપર તો, મુજ જીવન કુરબાન; અમી૦

---

## શ્રી ઇષ્ટવિરહાલાપ.

### પદ ૪.

( ઇશ્વર ક્યાં અમો શોધું, એ લય. )

ઘડી ઘડી વિરહ પ્રભુનો અંતરે કંઇ અનવધિ સાલે,
અનવધિ સાલે, તપે તનુ વિરહની જ્વાળે,
ઘડી ઘડી અનવધિ સાલે.
અણુસમજુઆગળ રાખીએ, મુખ હસતું અણુચાલ્યે,
આંસુ છૂપાં નયનોથી કદી કદી વહી જતાં ગાલે; ઘડી૦
પ્રભુવિણ ભરાતો હૃદયમાં ડુમો નકી ખાળે,
એ હૃદયને પ્રભુવિણ અરે કો પાંખમાં ઘાલે. ઘડી૦
કહેતાં બીજાને ઉલટી તે તો, મૂર્ખતા ન્યાળે,
અણુઅનુભવી એ સ્થિતિ ન સમજી શકે કો કાળે ઘડી૦
સ્નેહેથી બાંધ્યાં વહાલે ને ત્યજી દીધાં વહાલે,
વિધિએ લખ્યા શું વિરહ રે રે! કઠિન આ ભાલે; ઘડી૦
સઘળુંય છે પણ પ્રભુવિના તે શૂન્ય સરભાળે,
રસિયા વિના રસિકહૃદય, કો સંગ જઇ મહાલે; ઘડી૦
ઊંડાણુથી વૃત્તિ સઉમાં, નિરસતા ભાળે,
અંતરનું મૂળ સુકાય, ક્યાંથી વૃક્ષ પછી ફાલે; ઘડી૦
સઉ રસ ગયો. સઉ કસ ગયો, ફળ ફુલ ન કોઇ ડાળે,
છે દેખવારૂપ આ જીવન, તે પણ હવે ચાલે. ઘડી૦
એ જીવનનાથ કરે કૃપા તો, જીવન ઉજાળે,
નહિ તો નિરર્થક આ જીવનને, ફુભલે ઓગાળે. ઘડી૦

---

## અંતરની અશ્રદ્ધાથી બાહ્ય પ્રવૃત્તિમાં સ્વભાવથી થતા ભેદો.

### પદ ૫.

( લાવણી. )

અશ્રદ્ધા થતાં ગુરુપ્રતિની કૃતિ કેમ બદલાયે,
તેના સ્વરૂપકેરૂં ચિત્ર અહિં, કિંચિત્ ચિતરાયે.

શ્રદ્ધાથી લાંબા શિરસક, સાષ્ટાંગ હોય થાતા,
અદુકડા સાષ્ટાંગ થાય પછી પગ ભાગી જાતાં.

ઘુંટણીયે પડી નમન થાય પછી, માત્ર કેડ નમતી,
પછી માત્ર હાથ જ જોડાતા, (એ) અશ્રદ્ધાની કૃતિ.

'હાજી' નું "હા' થાય પછીથી ડોકું ધૂણાવાતું,
'આપ' બોલવું ભૂલાઇ જઇ પછી 'તમે' જ બોલાતું.

અભ્યુત્થાનસહિત ગુરુને ઘટે માન દેવું,
(પણ) એ ત્રણ વખત ગુરુ ઉઠે તો (પછી) ગમે બેસી રહેવું.

શ્રદ્ધા વિનયથી જનને ગુરુની પાસે બેસાડે,
અશ્રદ્ધા મર્યાદ ત્યજાવી, કદીક સૂવાડે;

વાણીમાંહિ વિવેક રહે નહિ, ગમે તેમ બોલે,
હાહા હીહી કરી ચઢાવે, ચિત્તને ચગડોળે.

ગમે તેમ હસવું વદતાં પણ જરા સંકોચાયે,
નેત્રાદિ અવયવના ભાવો, પણ અવિહિત થાયે.

અંતરના કચરાને કૃતિમાં કાઢી બતલાવે,
પોતાની કિંમત તે પોતે, હલકી અંકાવે.

અશ્રદ્ધાળુ મતિ ક્રમે પછી ગુરુટીકા કરતી,
તેથી આગળ વધી પછી નિંદા પણ ઉચ્ચરતી.

ગુરુને પણ કંઇ બોધ આપવા—તણો પ્રયત્ન કરે,
પ્રથમ મર્મમાં પછી સ્પષ્ટ પણ, કહેતાં તે ન ડરે.

ગુરુમાં માનુષભાવ નિરંતર અધિક દૃઢ કરતો,
ગુરુથી સમ, પછી ગુરુથી અધિક તે પોતાને ગણતો.

સખ્યભાવ ગુરુથી બાંધે પછી જરા વહે વાંકો,
આગળ વધતાં 'હું ગુરુનો ગુરુ' ધરે એમ ફાંકો.

ગુરુ પાસેથી જ્ઞાન ગ્રહેવાની બુદ્ધિ છોડી,
ગુરુ સાથે સમભાવ ધરીને, કરે જ્ઞાનગોષ્ઠિ.

"આપણ છઈએ આવા" આપણે કરવું જોઇએ આમ,
એ આદિ વચનો કહી સાથે, ગુરુનું ગણતા નામ.
હલકી ભૂમિમાં ગુરુની સાથે, થઈ રહે ગુરુસમાન.
ગુરુ વાત જરી ઉંચી કરે ત્યાં (તે) કરે બુદ્ધિ નિજ મ્યાન.
ગુરુની સમીપ રહી કદાપિ, સચ્ચિંતન નં કરે,
પાછળ ગુરુને દોષ દીયે કે, ગુરુ કંઇ બોધ ન દે;
વિષય વાતને પલટી ગુરુ કંઇ સચ્ચિંતન કાઢે,
મૌન. રહે, કાં કંઇ નિમિત્તથી કરે પલાયાન તે.
અથવા ગુરુને બાહુ ડાહ્યા લહી મનથી મંદ હસે,
અશ્રદ્ધાવિષ જાણો વ્યાપ્યું, તેની નસે નસે.
આ વિણ અનેક વર્તન અશ્રદ્ધાને લઈ થાતાં,
સાવધ શ્રદ્ધાળુ જન તેવું, કરતાં ડર ખાતા.
શ્રદ્ધાની કિંમત છે જેને તેણે શ્રદ્ધાનં,
લોપ થવાના કારણથી ચેતી બનવું શાણું.
શ્રદ્ધા તો સંપત્તિ ગણાયે, જે તે ખોઈ બેસે.
આધ્યાત્મિક ફલ શી રીતે તે જીવનમાં લેશે.
શ્રદ્ધાળુ રહી નિજ જીવનને, ઉચ્ચ કર્યા કરવું,
એ જ હાર્દ આ વચનનું સમજી સુકૃત્ય આચરવું.

---

## हरिगुरुनुं अधिक स्मरण करवा मनने प्रबोध.

### પદ ૬.

( અનુપમ બેટ આપીશ બાળા, એ લય. )

હરિગુરુ એક ભજ મન મારા, સિદ્ધાર્થ થશે સઉ તારા;–હરિ૦
સુખઆશ વિધવિધ ધારીને, તું વિષયમાં વહી જાય છે,
આનંદ લેવા તું નિરંતર, બહિર્મુખ થઇ ધાય છે;

તું શાંતિ શાંતિ પુકારતું, શાંત્યર્થ કંહીં અથડાય છે,
હરિભજનવિણુ પણુ અન્ય કોઇ ઉપાયથી ન પમાય છે; સિ.

ઘટકેરી ઝીણી ફાટમાંથી જેમ જળ ટપકી જતું,
આયુષ્ય તેમ વહે, ઘડી પછી તે થશે હતું ના હતું,
મ્હોડું વિકાસીશ તે વખત પણુ કામમાં ના આવતું.
કર્યું જો હૃદે હરિસ્મરણુ તો તે તેવખત સુખ લાવતું; સિ૦

છે પ્રાણુ ત્યાં લગી પ્રાણુનાથ જરૂર તુજને ભેટશે,
બાજી બહિર્મુખતાતણી જો સમજી સદ્ય સમેટશે;
છોડી બીજું ચિંતન હરિસ્મરણે, તું ભાવથી લેટશે;
તો જાણુ તુજ સ્વામિ તને નિશ્ચય હૃદયશું લપેટશે; સિ૦

ડરકુ બની શીદ જાય છે, શીદને વૃથા ગભરાય છે,
શિર છે સમર્થ શ્રી સદ્‌ગુરુ, તે આમ શું ભુલી જાય છે;
તારક નથી દૂર, તારનારૂં, નાવડું તૈયાર છે,
તું બેસ એટલી વાર છે, પછી પાર—બેડો પાર છે; સિ૦

---

## उन्नत स्थितिए सत्वर पहोंचवा सूचन.

### પદ ૭.

( રાણા અયો વતન તે પાંજે, એ લય. )

ક્યારે જશો સ્થિતિએ પેલી,
આ સ્થિતિ તો છે નિરાશા ભરેલી;
એ સ્થિતિમાં શુભ આશા રહેલી,
જ્યાં ન કશી મુશ્કેલી; ક્યારે૦

સુખવાદી જીવન નથી આહિં,
દિવ્યદર્શનો થાયે ત્યાંહિં,
વૃત્તિ રહેતી મ્હાતેલી; ક્યારે૦

અહિં સંકલ્પો સ્વાર્થતણા છે,
જીવકૃતબંધન આંહિં ઘણાં છે;
મુક્તતત્વ ત્યાં રહ્યું રેલી; ક્યારે૦
પેલી સ્થિતિમાં ભાવની લહરી,
ચિત્તસમુદ્રે ઉઠતી ફરી ફરી,
જે અનુભવથી ભરેલી; ક્યારે૦
શુદ્ધ જીવન જો સહજ મળાતું,
પ્રભુપદપ્રતિ જો મન આ પળાતું,
પ્રાપ્ત થવી પછી સહેલી; ક્યારે૦

---

## पुराण पुरुषने आंतर देशमां निमंत्रण.

### પદ ૮.

(ઉરે મારે એઠો રે મારો પ્રાણજીવન, એ લય)

જુના ઓ જોગી ! રે, મારા દેશવિષે કંઇ આવજો રે જી.
નવા નવા વેષ ધારી, જોગીના જોગ જોઇ,
તમને ભૂલ્યા, તે ઉર નવ લાવજો. એ૦

માનવ જીવન કેરાં મૂલ્ય ભુલાયાં રે,
પાછાં આવીને તે સમજાવજો, ઓ૦

પરાયાપણાથી અમે છઇએ લદાયા રે,
અમમાં અમારાપણું, લાવજો. ઓ૦
શરીરનું નૂર વેચ્યું, ધન અને ધાન્ય વેચ્યું,
અમને અમારૂં પાછું અપવાજો; ઓ૦
વિચાર વેચાયા, મન ને હૃદય વેચાયાં રે,
સમય નકામો ન ગુમાવજો; ઓ૦
પિંડ વેચાયા અને, પ્રાણ વેચાયા રે,
ઓથ તમારી કંઇ જણાવજો; ઓ૦

તમારા જીવન દેશ જેવો અમ દેશ કરવા,
(તમે) સાધન સાધેલાં તે સમજાવજો. એ૦
જુના એ જોગી! ઉંડી ગુહામાં[1] ભરાયારે,
ત્યાંથી આવીને રણ ગજાવજો. એ૦

---

## विशुद्ध प्रेम ए नेत्रनुं दिव्य अंजन छे.

### પદ ૯.

( આંગણાં હોયરે સ્નેહીથી શોભનીયાં એ લય. )

આંજીયે આંખે પ્રીતિનાં અંજનીયાં,
થાય રમ્ય જેથી લોચનીયાં, —આંજીયે.
સમ સર્વત્ર વિલોકીએ, એક પ્રેમ ભરપૂર,
નિરખીને તેમાંનું કંઇ, પ્રભુતાકેરૂં નૂર
કરીએ હૈયાનાં રંજનિયાં;-થાય.
વિશુદ્ધ દૈવી પ્રેમ એ, પ્રભુનું સ્વરૂપ અગમ્ય,
તેમાં ભળી તદ્રૂપ થઇ, પ્રેમ મંત્રનાં રમ્ય,-
અંતરમાં કરીએ ગુંજનીયાં; —થાય.
પ્રભુમય સૌને ભાળવું, નયનનું એ સાર્થક્ય,
અભેદભાવ લહાવતા, પ્રેમવડે એ શક્ય,
એ તો પ્રભુનાં પૂજનીયાં; —થાય.

---

## स्वरूपानुभव करती मतिने केवो अनुभव थाय छे.

### પદ ૧૦.

( પિયુ પિયુ પુકારતીરે, એ લય. )

ગુરુ ગુરુ ઉચ્ચારતીરે, મતિ આ ઢળે સ્વરૂપની માંહ્ય,
સ્વરૂપમય સદા સહજ થઇ જાય, પૃથકતા પછી કદી ન જણાય.

[1] હૃદયરૂપી ગુહામાં

અતત્વ ચિંતન ત્યાગીને, ઉંડી ઉતરતી જાય,
વિકારમાત્રથી રહી અળગીને, તત્ત્વલક્ષે સ્થિર થાય,
તત્ત્વમય બની જતીરે, પછી જ્યાં અખંડ શાંતિ કમાય;-
સ્વરૂપની દૃઢ ભાવનાથી, જીવત્વસ્ફુરણ વિલાય,
"સચ્ચિત્ શિવરૂપ હુંજ છું," એ અનુભવે લુહાય,
સર્વમાં ચિતિ દ્યુતિરે, વિલસી રહી એમ સ્પષ્ટ સમજાય;-
તે સ્થિતિનો આનંદ શો, અહો! કથ્યો ન કથાય,
ઉપેન્દ્રગુરુકરુણા થતાં, ક્રમથી સ્થિતિ પલટાય,
મતિ મટી થઇ પતિરે, નિરંતર મલક મલક મલકાય;-

---

## પોતાના ધામનું દર્શન કરાવવા શ્રી ઇષ્ટને અભ્યર્થના

### પદ ૧૧.

આપનું ધામ બતાવો, ગુરુજી! આપનું ધામ બતાવો.
આપ વિહોણા રાખી અમને, શીદને નાથ! સતાવો-ગુરુજી.
આપના ધામમાં આવવા અહીંના, કર્મનું પત્તું પતાવો;-
આપના ધામના અમો પ્રવાસી, અધવચ નહિ અટકાવો;-
ભુલા પડેલા અમને સ્વામિ! હવે અધિક ન ભુલાવો;-
આપના ધામના આપ જ જ્ઞાતા, માટે લેવા આપ આવો;-
આપના ધામમાં રંક અમોને, આશ્રયનો દો લ્હાવો;-
અમો યાત્રિને આપનું ધામ જ, સર્વથી શ્રેષ્ઠ ચઢાવો;-

---

## इष्टजाप ए सर्व दुःखोथी मुक्त करनार साधन छे.

### પદ ૧૨.

( સાર આ સંસારમાં ન જોયો, એ લય. )

છૂટતું જીવત્વ કેમ આપે[1] ? હો કોઇ જ્ઞાતા તો બોલજો,
એક માત્ર ઇષ્ટનામજાપે.

---

૧ પોતાની મેળે.

શુભ ધર્મની ભાવના ઉંચી, કેવી રીતે સર્વ માંહિ વ્યાપે ?—હો.
સાધક ચિત્તનું ચાંચલ્ય છોડી, કેવી રીતે (તેને) સ્થિર
કરી સ્થાપે ?—હો.

જન્મજન્માંતરકૃત કર્મોના, સંસ્કાર શી રીતે ઉથાપે ?—હો.
હર ઘડી ઉઠતા અવિહિત ભાવના, કેમ કરી મૂળને જ ચાંપે?—હો.
બાહ્યવિષયમાં વહેતા મનપર, નિગ્રહની છાપ કેમ છાપે?—હો.
અશ્રદ્ધામાં ઉઠતા અંકુર, કેવી રીતે મૂળમાંથી કાપે ?—હો.
સદ્ગુરુ સાચો અનુગ્રહ કરીને, કલ્યાણ કેમ કરી આપે ?—હો.

---

## " भलाइ कर भला होगा. "

## પદ ૧૩.

### ગઝલ.

ભલાઈ કર, ભલાઈ કર, અરે આ સારી દુનીયામાં,
ભલાઇ વિણ કહેને સાર શો સંસાર આખામાં.
અરે આ ઝાડને આ પ્હાડ-જો જો આંખ ખોલીને,
કરે કેવી ભલાઈ એ, નં એકે શબ્દ-બોલીને

ભરી દોલત ખજાનામાં, પરંત રાખે તું માથામાં,
ભલો થઈને જરા તો ભર ભલાઈ એ ખજાનામાં.
પ્રભુ નહિ પૂછશે જે કેટલી કીધી કમાઇ તેં,
પ્રભુ તો પૂછશે જે કેટલી કીધી ભલાઇ તેં.

પૂછે પ્યારો ન બાંધ્યા કેટલા કિલ્લા હવાઇ તેં
પૂછે એ કેટલીને કાની લીધી તેં દુવાઇ તેં.

ન જોતા એ વિભવ તારો, પરંતુ એ જુએ તારો,
સીતારામાં ભલાઈના, ઝળકતા કેટલા તારો.
સઉ કોઈ ઓલીયા સઘળું, તને ઉપદેશ દે સીધા,
ભલું થાવા ચહે તો તો, "ભલાઇ કર ભલા હોગા."

---

## अन्यने सुखी करवामां ज जीवननुं सार्थक्य छे.

### પદ ૧૪.

( જુનું તો થયું રે દેવળ જુનું તો થયું, એ લય.)

શાનું જીવ્યું રે, જગમાં શાનું જીવ્યું,
કોઇને સુખીયાં ન કીધાં તો તો શાનું જીવ્યું.
ભલે બહુ ભણીયા ગણીયા, ધન ધામ પામ્યા;
સુખી કર્યાં વિણ તે સઉપર પાણી ફેરવ્યું; કોઇને૦
નિજનાં થઇને જે સંભી રહ્યાં કષ્ટ રહેતાં,
મનને મગજ તો બધું વ્યર્થ કેળવ્યું; કોઇને૦
માનવજન્મ જાણો અન્ય સુખાર્થે,
જાતે સુખને તો શ્વાને પણ ભોગવ્યું; કોઇને૦
ધન્ય તે જનને (જેણે) સુખી કરતા બીજાને,
કષ્ટ સહ્યું તે માન્યું સુખ મેળવ્યું; કોઇને૦
સાચો દયાળુ જગમાં એક જ જાણો,
પરને દુઃખી જોઇ જેનું હૃદય દ્રવ્યું; કોઇને૦
પરમ પ્રસાદ પ્રભુનો, પામતો તે તો,
નિજ ભોગ દઇને પણ પર દુઃખ ખેરવ્યું; કોઇને૦

---

## ईश्वरनी अकल कला.

### પદ ૧૫.

( રે બંસરીથકી વનમાળી, એ લય. )

એ અટપટી કળા કંઇ તારી,
કળી ન શકે કોઇ ત્રિકાળદર્શી,
ત્યાં મતિ કોણ અમારી ? એ૦
શેલડી સરખી, માનવજીવન-

કેરી ગતિ અતિ ન્યારી,
આગળ મધુરી અમૃતરસભરી,
એજ પાછળથી ખારી; એ૦
કસ્તુરી કાળી, ( પણ ) સુગંધવાળી,
કીધી મનહરનારી,
ઉપરથી જડસમી, પણ ઉર રસભરી,
કરી કંઇ તે સન્નારી; એ૦
અગમ્યસરખી, લીલા નિરખી,
જઈએ તુજપર વારી,
જગતૂણાજીતો, રમતઅટપટી,
નાથ ! તારી બલિહારી; એ૦

---

## શ્રી સદ્ગુરુશરણ પ્રયત્નના માર્ગને સુગમ કરનાર છે.

### પદ ૧૬.

પ્રયત્નના પંથે રે, નિરાશાના ખડક ઘણાં,
દૂરથી દેખાયે રે, ડુંગર એ તો રળીયામણા.
ઉપરથી દેખાય સરલ પણ, એ તો વસમી વાટ,
આગળ વધતાં કદી કદી તો દે-ખાય ન ઘર કે ઘાટ,
આસપાસ ત્યાં જોતારે, દુઃખમાં કંઈ ન મણા; પ્રયત્નના૦
"હમણાં સિદ્ધ કરીશ આ યત્ન હું," પહેલાં લાગે એમ,
પણ ડગલાં જેમ આગળ ભરીએ, સમજાયે તેમ તેમ,
કામ ન સહેલું એતો રે, ચાવવાના લોહના ચણા; પ્રયત્નના૦
દેખાયે કલ્પનાનેત્રથી, સઘળી વાતો સહેલ.
પરંતુ વાસ્તવ યત્ન નથી એ, મનરંજનના ખેલ,
એ તો દળવાનાં રે, ભીનાં ઘઉંનાં દળણાં; પ્રયત્નના૦
મેળવવા ધારેલી સિદ્ધિ, પ્રથમ જણાય નજીક,

પણ કટિ કસીને જેમ જેમ થાયે, પ્રયત્ન અધિકાધિક,
તેમ તેમ દૂર ભાસે રે, સિદ્ધિ મંદિર આંગણા;—પ્રયત્નના૦
સદ્ગુરુઅનુગ્રહને સદ્ગુરુબળ, પણ જો હોયે પ્રાપ્ત,
સહજ પ્રયત્ને સિદ્ધિ મળતી, છો હોય કષ્ટવ્યાપ્ત;
માટે અનન્ય ભાવે રે, રહેવું શરણે નૃહરિતણા;, પ્રયત્નના૦

———

## બ્રહ્મની ઉપાસના કરવા પ્રબોધ.

### પદ ૧૭.

( જાઓજી રાજ તમથી ન્હારી, એ લય. )

સાચો થા બ્રહ્મનો ઉપાસી
ઓ સંસૃતિવાસિ ! સાચો૦
થઇશ ન તું કેદાધ્યાસી,
કે વિષયવિલાસી સાચો૦
ભગવાં પહેરીને ભલે થઇશ ના સન્યાસી,
સઘળું ત્યાગીને ભલે થઇશ ના વનવાસી,
પણ અંતરથી તું નિરંતર રહ્યો ઉદાસી,
થા ભવપ્રવાસી સાચો૦
બ્રહ્મના દર્શનની વિણ વૈરાગ્ય તો આશા શી ?
વિષયવિરાગ વિણ કેમ થઇશ તત્ત્વઅભ્યાસી ?
અભ્યાસ વિના કદિ બ્રહ્મ શકાય ન ભાસી,
જો ! કયાસી કયાસી, સાચો૦
બ્રહ્મનું દર્શન ટાળે સદા જનિમૃતિફાંસી,
સહજ સ્વાભાવે થાયે સિદ્ધિઓ સહુ દાસી,
ઝટ બ્રહ્મનું દર્શન કરવા થા ઉલ્લાસી,
જે છે સુખરાશિ, સાચો૦

———

## ઇષ્ટાનુગ્રહનું માન ન કરનાર અંતઃકરણના સોપાલંભ ઉદ્ગાર.

### પદ ૧૮

( વાહરે લટકો મેં જોયો તમારો, એ લય. )

છાના રો' બધું જાણી મૂક્યું છે,
'છેટા રો' એ તો જાણી મૂક્યું છે,
જાણી મૂક્યું છે, બધું નાણી મૂક્યું છે; છાના૦
કંઈક કળથી આણ્યો મને પણ,
દળદર હજી મારૂં કંઈ ન પુંક્યું છે; છાના૦
ધણી થયા પણ ઘરના ઢોરનું,
પૂછ્યું ન, બધું કે આતે ભુખ્યું છે; છાના૦
કરગરી કરગરી કહ્યા કર્યું પણ,
તમારા મનથી તો ગધેડું ભુંક્યું છે; છાના૦
કહેવાનું હજી બાકી રહ્યું શું,
કહી કહીને મારૂં માથું દુખ્યું છે; છાના૦
બોલી બોલીને હાંફ ચડી છે,
બોલવું પણ હવે નેવે મુક્યું છે; છાના૦
મારો કે તારો હાથ તમારે,
ઢોર આ તો તમને વેચાઈ ચુક્યું છે; છાના૦

---

## હૃદયમાં જઇ વિવિધ અનુભવ લેવા મનને ઉપદેશ.

### પદ ૧૯.

( ગાન મધુરાં કંઈ ગા, એ લય. )

હૃદયસરે જઈ ન્હા, પ્રિય મનવા ! હૃદયેસરે જઈ ન્હા,
એ સરવરનાં જલ અતિ મીઠાં, તેમાં રસબસ થા.–
કમલ સુકોમલ ત્યાં કંઇ ખીલ્યાં, જજે ગંધ ગ્રહેવા;–
ચિત્તાકર્ષક ગાન થતું ત્યાં, ધર તું તન્મયતા;–

૨૯ આલિંગન દેજે પ્રીતે, સુન્દર સ્વરૂપ છે ત્યાં;—
વિષયભોગિ ! તુજને ત્યાં મળશે, ભોગો ભોગવવા;—
ભોગરહિત પરિણામે થઇશ જો, હૃદયે ધરીશ સ્થિરતા;—
સચ્ચિદ્ઘન પ્રભુ ત્યાં છે તે શું, એકરૂપ થઇ જા;—

---

## श्री इष्टना समीप रहेवा निमित्त स्तुति.

### પદ ૨૦.

(મમ ઉરસરના રમનારા, એ લય.)

મારા નયનનણા એક તારા,
મારા હૃદયની અમૃત ધારા,
મુજ એકજ જીવનદોર.
રહ્યાં શુષ્ક જીવન આ મારાં,
તેમાં અવનવો રસ ભરનારા,
તમે મુજ અંતરના ચોર; મારા૦
આ વિશ્વે વિહરતી વાદળી હું,
હું દુર પણ તમ પ્રતિ લળી લળી રહું,
પ્રસન્ન કરી તગને પણ થનગન નચવું મારા
મોર, મારા૦
તમે ચન્દ્ર હૃદયના છો મધુરા,
છો તમે ન મળવવામાં શૂરા,
હરી ફરી પાછું તમને જોતું,
મુજ આ ચિત્તચકોર; મારા૦
આપણ નિશદિન સંગી રહેતાં,
એકમેકમે ઉર કંઇ કંઇ કહેતા,
જીવન લ્હાવ પરસ્પર અનુપમ—
અનુભવશું કંઇ ઓર; મારા૦

---

## अनन्याश्रयी साधकना उपास्यप्रति उद्गार

### પદ ૨૧.

( અમે સઉ એક ઝાડની ડાળ—એ લય. )

અમે પ્રભુ ! એક આપના દાસ,
આશ્રમ અવનિએ એક થાય પણ, ત્યજીએ ન એ વિશ્વાસ;
અન્ય ઉપાસ્ય ભલે ને અનવધિ સિદ્ધિપ્રદાતા હોયે,
આપ ભલેને અનવધિ દુઃખો, અમને આપો તોયે;—અમે૦
અન્યને ઉપાસી, ઇશ્વરસરખો, થાય ભલે એક જંતુ,
સિદ્ધિરહિત અમે સઉ વિશ્વે, રહીએ ભલે, પરંતુ;—અ
અદ્ભુત બળ કે શક્તિ અલૌકિક, શકે અન્ય કો આપી,
ભલે શક્તિ કે બળહીન રાખો, અમને નિત્ય, તથાપિ;—અમે૦
સંસૃતિસાગરમાંહિ તવ પદનાવડિએ અમે બેઠા,
આપને અધીન છઇએ, તારો, અથવા પાડો હેઠા;—અમે૦
અમ કલ્યાણનિકેતન જાણી, આપનો આશ્રય લીધો,
સુખ વા દુઃખ દેવાનો તમને, પરવાનો અમે દીધો;—અમે૦
થયા આપના કોટિકલ્પે અન્યતણા ન થનારા,
નરહરિ સ્વામિ! એહ ટેક અમ, આપ જ નીભાવનારા;—અમે

---

## नेत्र ए हृदयगतभावोनुं दर्पण छे.

### પદ ૨૨

( ગૃહસ્થાશ્રમની શોભા સઘળી, એ લય )

લલિત જીવનની હૃદયલલિતતા લોચનથી સમજાય,
એ લોચનમાં લલિત ઊર્મિના, પ્રાણ પ્રકાશિત થાય (૩)લ૦
એ લોચન કંઇ હેત થ કસિલાં, નિર્મલ મનહરને હરખીલાં,
પ્રસન્નતા રહેતી તે માંહ્ય, શાંત સુધારસ ઝરે સદાય; એ૦